3822

MEHTA'S TRANSLATION SERIES.

# A COMPLETE GLOSSARY.

Of difficult words, phrases and idioms, occurring in.

# NEW ROYAL READER
## NO. II.

**Together with**
**A free translation of first 50 pages.**




*Registered Under Act XXV of 1867.*

BOMBAY, SUBODH-PRAKASH PRESS.

A. D. 1887.

*Price* 8 *Annas.*

3122

# NEW ROYAL READERS No. II.

## THE STORY OF A DOG.

### કુતરાની વાર્ત્તા

Dog, n. (ડૉગ) કુતરો.
Umbrella, n. (અમ્બ્રેલા) છતરી.
Mouth, n. (માઉથ) મોઢું.
Can want, v.=માગી શકેછે.
Story, n. (સ્ટોરી) વાર્તા.
Some years ago,-થોડા વર્ષોની વાતપર.
Than, conj. (ધૅન) કરતાં.
Eight years old=આઠ વર્ષની ઉમરનો.
Was sent, v.=મોકલવામાં આવ્યો હતો.
Errand, n. (એરન્ડ) સંદેસો.
House, n. (હાઉસ) ઘર.
Lame, a. (લેમ) લંગડો.
Rough, a. (રફ) વાળ નિમાણાથી ઢંકાયલું.
Dirty, a. (ડર્ટિ) ચીનાનો ડાઘડાઘ ગંદો.
Came, v. (કેમ) આવ્યો.
Limping, p.pr. (લિમ્પીંગ) લંગડાતું ચાલતું.
After, prep. (આફ્ટર) પછવાડે.
Bad, a. (બૅડ) ખરાબ.
Would have thrown, v.= ફેંક્યા હતે.
Stones, n. (સ્ટોન્સ) પથ્થરો.
Poor, a. (પુઅર) ગરીબ.
Had been taught, v.= શીખવવામાં આવ્યો હતો.
Gentle, a. (જેન્ટલ) નરમાસવાળો.
Kind a. (કાઇન્ડ) માયાળુ.
Saw, v. (સૉ) જોયું.
Ill, a. (ઈલ) ખરાબ રીતે.
Had been used, v.=વાપરવામાં આવ્યો હતો.
Wanted, v. (વૉન્ટેડ) મા-

ગતો હતો.
Friend, n. (ફ્રેન્ડ) દોસ્ત.
Let follow, v.=પછવાડે આવવા દીધો.
Asked, v. (આસ્કડ) પુછ્યું.
House, n. (હાઉસ) ઘર.
Seemed, v. (સીમ્ડ) દેખાતો હતો.
To know, inf.=જાણતો હોય
Looked, v. (લૂકડ) દેખાયો.
Sad, a. (સૅડ) દીલગીર.
Children, n. (ચીલ્ડ્રન) છોકરાંઓ.
Almost, ad. (આલમોસ્ટ) લગભગ.
Cried, v. (ક્રાઈડ) રડી પડ્યાં.
Large a. (લાર્જ) મોટી.
Bright, a. (બ્રાઇટ) ચળકતી.
Looking,p.pr.(લુકિંગ)જોતી
Pity, n. (પિટિ) દયા.
Mother, n. (મધર) મા.
Did not turn away, v.= કાઢી નહી મુકયો.
Hungry, a. (હંગ્રી) ભુખ્યો.
Wash-house,n.=ધોવાનું ઘર
Gave, v. (ગેવ) આપ્યું.
Food, n. (ફુડ) ખોરાક.
Water, n. (વૉટર) પાણી.
Some, a. (સમ) થોડું,
To Drink, ger. (ટુ ડ્રિન્ક) પીવાને.
Clean, a. (ક્લીન) સ્વચ્છ,સાફ
Straw, n. (સ્ટ્રૉ) ઘાસ.
To lie on, ger.=તે ઉપર સુવાને.
A few, a. (એ ફ્યુ)થોડાક.
Well, a. (વેલ) સાજો.
Soon, ad. (સૂન) તરતજ.
Made. v. (મેડ) થયો.
To show, inf. (ટુ શો) દેખાડવાને.
Pleased, v. (પ્લીઝડ) ખુશી.
New, a. (ન્યુ) નવું.
Name, n. (નેમ) નામ.
Pet, a. (પેટ) લાડકો, માનીતો.
Used to go, v.=જતો હતો.
Keep away,=દુર રાખતો.
Tried, v. (ટ્રાઇડ) કોશેસ કરતા
Tease, inf. (ટીઝ) ચીડવવાને.
Hurt, inf. (હર્ટ) ઇજા કરવાને
Walked, v. (વૉકડ) ચાલી આવતો.
Stayed, v. (સ્ટેડ) થોભ્યો.
Yard, n. (યાર્ડ) વાડો.
Fowls, n (ફાઉલ્સ) મરઘાં, બતકા.

Watched, v. (વૉચ્ડ) તપાસતો.
Stray, v. (સ્ટ્રે) ભટકવું.
Stole, v. (સ્ટોલ) ચોરી જવું.
Dared, v. (ડૅર્ડ) હીમ્મત કરતું
Near, prep. (નીઅર) નજદીક.
Time, n. (ટાઇમ) વખત.
Leave, inf. (લીવ) છોડવાને.
Would say, v.=કહે.
To bring, inf.=લાવવાને.
No sooner than,=જેવાંજ-તેવાંજ.
Words, (વર્ડ્ઝ) શબ્દો.
Were said, v.=બોલાયાં હતા
Ran, v.=દોડી જતો.
Yes, ad.=હા.
At last, ad. (ઍટલાસ્ટ) છેલે સરવાળે.
Became, v (બીકેમ) થયો.
So, ad.=એટલો તો.
Clever, a. (કલેવર) હોંશીયાર.
Wet, a. (વેટ) વરશાદના.
Would carry, v.=લઇ જાય
Look, v. (લૂક) જોવો.
Picture, n. (પિક્ચર) ચીત્ર.
Ready, a. (રેડિ) તૈયાર.
To start, inf (ટુ સ્ટાર્ટ) નીકળવાને.
Sometimes, ad. (સમટાઇમ્સ) કોઇ કોઇ વખત.
Street. n (સ્ટ્રીટ) રસતો.
To take. inf. (ટુ ટેક) લેવાને
Too quick, (ટૂ કવીક) ઘણો જલદી.
Past. prep. (પાસ્ટ) તેઓની આગલથી.
Full speed, (ફુલ સ્પીડ) ઘણીજ ઉતાવળથી.
Got away, v. (ગૉટ અવે) નીકળી જતો.
Always, ad. (ઑલ્વેઝ) હમેશા.
Safely, ad. (સેફલી) સહી સલામતથી.
Questions, n. = પ્રશ્નો.
Meanings, n. (મીનિંગ્સ) અર્થો.
Summary=સંક્ષેપ, સારાંશ.
Exercise, n. (એક્સરસાઇઝ) ધડો, ઉદાહરણ.

અહીઆં તેના મોઢામાં એક છતરી સાથે એક કુતરો છે. છતરી સાથે કુતરો શું માંગે છે? તમો તેની વાર્તા મને કેહવાડો.

થોડાક વર્ષની વાતપર એક છોકરો કે જે આંઠ વર્ષની ઉમર થી મોટો નહી હતો તેને સંદેસો લઈ મોકલવામાં આવ્યો હતો. જેવો તે ઘેર જતો હતો તેવોજ એક લંગડો કુતરો કે જે ડોળ ડાલ વીનાનો અને ગંદો હતો તે તેની પછવાડે લંગડાતો ચાલ્યો.

કોઇ ખરાબ છોકરાએ તે ગરીબ કુતરા તરફ પથરા ફેંક્યા હતે; પણ તે નાના છોકરાને નરમ સ્વભાવનો અને માયાલું થવાને શીખવવામાં આવ્યો હતો.

તેણે જોયું કે તે કુતરાની જોડે કોઇ ખરાબ રીતે વર્તેલું છે અને તેને કોઇ સાથી (દોસ્ત) જોઇએ છે. તેથી કરી તેણે તેની પુઠે ઘેર આવવા દીધો.

જ્યારે તે નાના છોકરાએ પોતાની માને પૂછ્યું કે તેણી તે કુતરાને ઘરમાં આવવા દેશે ત્યારે તે ગરીબ કુતરો, એ શું કેહેવાતું હતું તે જાણતો હોય એવો દેખાતો હતો.

અરે તે એવો તો ગંભીર દેખાતો હતો! અને જ્યારે છોકરાઓએ તેની મોટી ચળકતી આંખો તેઓની તરફ-દયાને માટે જોતી જોઇ ત્યારે તેઓ લગભગ રડી પડ્યા. માં કે જેણીએ પોતાના છોકરાઓને માયાલું અને નરમ સ્વભાવના થવાને શીખવ્યા હતા તેણીએ તે ભુખ્યા, લંગડા કુતરાને બાહેર કાઢી મુક્યો નહી. તેણીએ તેને કપડા ધોવાના ઘરમાં જવા દીધો.

છોકરાઓએ તેને થોડુંક ખાવાનું, પીવાને માટે પાણી અને સુવાને માટે થોડુંક સ્વચ્છ ઘાસ આપ્યું. થોડાક દીવસ પછી તે તદન સાફ થઇ ગયો. તે તરતજ પોતાની મેળે સ્વચ્છ થઇ ગયો અને તે પોતાના નવા ઘરથી કેવો ખુશી છે એ દેખાડવાને શરૂ કીધું. તે છોકરાંએ તે કુતરાને એલ્ફનું નામ આપ્યું અને તે તેઓનો દોસ્ત તેમજ તેઓનો માનીતો હતો. તે તેઓ સાથે દરરોજ નીશાળે જતો હતો અને જે ખરાબ છોકરાઓ તેમને પજવવાને અથવા દુઃખ દેવાને કોશેસ કરતા હતા તેઓને દુર કરતો.

ત્યારપછી જ્યારે તેઓ નીશાળમાં જતા કે એલ્ફ ઘરમાં પાછો ચાલી આવતો અને મરઘાં બતકાં સાથે વાડામા રેહેતો. તે તપાસતો હતો કે તેઓ બાહેર ભટકે નહી અને કોઇ તેઓને ચોરે નહી. કોઇબી ખરાબ છોકરાઓ, જ્યારે આલ્ફ નજદીક હોય ત્યારે તેઓ તરફ પથરા નાંખવાને હીમ્મત કરતા હતા નહી.

જ્યારે છોકરાઓનો નીશાળ છોડવાનો વખત થતો ત્યારે તેઓની મા કેહેતી એલ્ફ છોકરાઓને ઘર લાવવાનો વખત થયો છે. જેવાંજ શબ્દો કેહેવામાં આવતા હતા તેવોજ તે દોડતો.

હા અને તે કરતાંબી વધારે; એલ્ફ છેલ્લે સરવાળે એવો તો હોંશીયાર કુતરો થયો કે વરસાદના દીવસમાં ને પોતાના મોઢામાં છતરી પણ લઇજતો.

આ ચીત્ર તરફ જોવો અને તમો એલ્ફને નીશાળમાં જવા માટે નીકલવાને તૈયાર જોશો. કેટલીક વખતે, છોકરાઓ રસતામાં તેની પાસેથી છતરી લેવાને કોશેસ કરતા હતા; પણ એલ્ફ તેઓ માટે ઘણો ઝડપવાલો હતો. તે ખુબ ઝડપમાં તેઓની આગલ દોડીજતો અને હમેશાં તે સહી સલામતથી નીકલીજતો.

---

## IN THE WOOD

## જંગલમાં

Beautiful, a. (બ્યુટિફુલ) સુંદર.

Summer, n. (સમર) ઉનાળો

Party, n. (પાર્ટિ) ટોળી.

School girls, n.=નીશાળની છોકરીઓ.

(Were) spending, v. (સ્પેન્ડીંગ) ગુજારતાં હતાં.

Half-holiday, n.=અરધો દીવસ છુટી.

Look, v.=જોવો.

Picture, n.=ચીત્ર.

Will see, v.=જોશો.

Some, a. (સમ) કેટલાંક.

Have been gathering, v.=એકઠાં કરે છે.

Wild-flowers, n. (વાઇલ્ડ ફ્લાવર્સ) જંગલી ફુલો.
While, conj. (હ્વાઇલ)અને
Others, n. (અધર્સ)બીજાઓ
Are at the swing,=હીંચકા ખાય છે.
Old, a. (ઓલ્ડ) જુના.
Beech-tree, n. (બીચ ટ્રી) બીચ નામનું ઝાડ.
Is closed, v. (ઇઝક્લોઝ્ડ) બંધ છે.
Tasks, n. (ટાસ્કસ) કામો.
Are done, v. (આર ડન) પુરાં થયા છે.
Flowers, n. (ફ્લાવર્સ) ફુલો.
Are laughing, v.=હસે છે, એટલે કે કળીઓ ફુટે છે.
Sun, n.=સૂર્ય, સૂરજ.
Now, ad. (નાઉ) હવે.
Music, n. (મ્યુઝીક) ગાયન.
Ring, v. (રીંગ) વાગે છે.
Merrily, ad. (મેરિલિ) આનંદથી.
Goes, v. (ગોઝ) ચાલે છે.
Work, n. (વર્ક) કામ.
After, prep. (આફ્ટર) પછી.
Come, v. (કમ) આવે છે.
Joy, n. (જૉય) ખુશી.
Play, n. (પ્લે) રમત.
Holiday, n. (હૉલિ ડે) છુટી.
Health,n. (હેલ્થ) તનદુરસ્તી.
Pleasures, n. (પ્લેઝર્સ) ખુશીઓ.
Bring, v. (બ્રિંગ) લાવે છે.
Part, n. (પાર્ટ) ભાગ.
Is called, v.=કહેવાય છે.
For, conj.=કારણકે.
Every, ad. (એવરિ) દરેક.
Is covered, v. (ઇઝ કવર્ડ) ઢંકાયલાં છે.
White, a. (હ્વાઇટ) સફેદ.
Daisies, n.=એક જાતનો રોપો.
Here, ad. (હિઅર) અહીંઆ.
Girls, n. (ગર્લ્સ) છોકરીઓ
Delight, (ડિલાઈટ) ખુશી હોય છે.
Chains, n. (ચેન્સ) સાંકળીઓ.
Wreaths, n. (રીધ્સ) માળાઓ, હારો.
To put round, ger.=આસપાસ મુકવાને.
Hats, n. (હૅટસ) તોપીઓ.
Near, a. (નીઅર) નજદીક.
Stream, n. (સ્ટ્રીમ) ઝરો.

Runs, v. (રન્સ) વેહે છે.
Through, prep. (થ્રુ) માંથી.
Sea, n. (સિ) દરીઓ.
Has taken off, v.=ઉતાર્યાં છે.
Shoes, n. (શુઝ) અરધા પગના ખુટા.
Is bathing, v. (ઇઝ બેધિંગ) ધોય છે.
Feet, n. (ફીટ) પગો.
Cool, a. (કુલ) ઠંડા.
Lovely, ad. (લવ્લી) રમણિક, મનોહર, સુંદર.
Spot, n. (સ્પૉટ) જગા.
Wonder, n. (ઉવન્ડર) અચંબો, અજાયબી.
Came to be called=કેહેવામા આવી છે.
Pretty, a. (પ્રિટિ) સુંદર.
Merry, a. (મેરિ) આનંદી.
Time, n. (ટાઇમ) વખત.
Cowslips, n. (કાઉસ્લીપ્સ) એક જાતના ફુલો.
First, ad. (ફર્સ્ટ) પેહેલાં.
Appear, v. (ઍપિઅર) દેખાય છે.
Gilding, p. pr. (ગિલ્ડીંગ) શોભીતું કરે છે.

Meadows, n. (મેડોઝ) બીડ, મેદાન, ઘાસવાળી જમીન.
Cups, n. (કપ્સ) ફુલો.
Happiest, a. (હૅપિએસ્ટ) સૌથી સુખી.
Year, n. (ઇઅર) વર્ષ.
Bees, n. (બીઝ) મધમાખો.
Busy, a. (બિઝિ) ગુંથાયલા.
Hum, n. (હમ) ગુણગુણાત.
Play, v. (પ્લે) રમે છે.
Among,prep. (અમંગ) માં.
Their, a. (ધેર) તેઓનાં.
Golden, a. (ગોલ્ડન) સોનાનાં.
Bells, n. (બેલ્સ)કળીઓ,ફુલો.
Butterflies, n. (બટરફ્લાઇઝ) પતંગીયા.
Joy, n. (જૉય) ખુશી.
Pleasure n. (પ્લેઝર) મજા.
Tells, v. (ટેલ્સ) કેહે છે.
Children, n. (ચિલ્ડ્રન) છોકરાંઓ.
Woods, n. (ઉડઝ) જંગલો.
Gathering p.pr.(ગૅધરિંગ) એકઠાં કરતા.
Flowers, n. (ફ્લાવર્સ) ફુલો.
Will, n. (ઉવિલ) ખુશી.
Fill, v. (ફિલ) ભરો [પલીઓ.
Baskets, n. (બાસ્કેટસ) ટો-

Full, a. (ફુલ) ભરીને.
Thousands n. (થાઉઝન્ડસ) હજારો.
Will be left, v.=રેહેશે.
Still, ad. (સ્ટીલ) તોબી.
Youth, (યૂથ) જુવાની.
Like, prep. (લાઇક) માફક.
Spring-time, n. (સ્પ્રીંગ ટાઈમ) વસંતરૂતુ.
Again, ad. (અગેન) ફરીથી.
Coming, a. (કમિંગ) આવતુ

ઉનાળામાં એક સુંદર દીવસે નીશાળની છોડીઓની એક ટોળી જંગલમાં એક અરધો દીવસની છુટી ભોગવતાં હતાં.

આ ચીત્ર તરફ જોવો અને તમો તેમને જોશો, તેમના માના કેટલાક જંગલી ફુલો એકઠાં કરે છે અને બીજાઓ જુના બીચ ઝાડપર હીંચકાં ખાય છે.

નિશાળ બંધ છે અને કામો પુરાં થયા છે, ફુલો સુર્યમાં હશે છે. હવે જંગલો ગાયનથી વાગે છે, હીંચકો આનંદી આનંદી રીતે હીલે છે.

કામ પછી ખુશી અને રમત આવે છે,હવે આપણુને રજા છે; આપણી મજાઓ તનદુરસ્તી અને ખુશી લાવે છે, આનંદી આનંદી હીંચકો હીલે છે.

જંગલનો એક ભાગ દેઝી બેંક કેહેવાય છે; કારણ કે દરેક ઉનાળો તે રળીઆમણાં સફેદ દેઝી નામના ફુલોથી ઢંકાયલો છે.

અંહીઆ છોકરીઓ દેઝી ફુલોની સાંકળીઓ બનાવવાને અને પોતાની ટોપીઓની આસપાસ મુકવાને માટે જંગલી ફુલોનો હાર કરવાને આવવાને ખુશી છે.

તેની નજદીક સ્વચ્છ પાણીનો એક સુંદર ઝરો છે જે જંગલમાથી દરીઆમાં નીચે વહે છે.

તમો જોવો છો કે તેમાની એક છોકરીએ પોતાના બુટો કાઢયાં છે અને ઘંડા સ્વચ્છ પાણીમાં પોતાના પગો ધોય છે.

તે એક સુંદર જગા છે અને તે એક સુંદર ફેરી દેલના (પરીઓની ખીણ) ના નામથી કેહેવાય એમાં કાંઇજ નવાઈ નથી.

જ્યારે પીલાં ખેતરનાં ફુલો. પોતાની કળીઓથી ઘાસવાલી જમીનોને સોનાના ચળકાત ભરેલી કરીને પેહેલાં દેખવામાં આવે છે. તે વખત, છોકરીઓ અને છોકરાઓ માટે આનંદી વખત છે અને આખા વરસમાં તે સોથી સુખી વખત છે.

જ્યારે મધમાખીઓ, મેહેનતના ઘોંઘાંટથી તેઓની સોના જેવી કળીઓમાં રમે છે અને પતંગીઆઓ આવે છે તે વખત સઘળું ખુશી અને મજાનું કહે છે.

સુખી છોકરાંઓ જંગલમાં તેઓની મરજી પ્રમાણે ફુલો એકઠાં કરીને તેઓની તોપલીઓ ભરે છે–તેમને ચીકાર ભરે છે હજારો તોબી ત્યાં રહીજશે.

અરે ! જુવાનીનો સુખી વખત વરસના વસંતરૂતુની માફક; શું તે સુંદર ફુલોની માફક દરેક આવતાં વરસે પાછો આવી શકસે.

---

## THE BOY AND THE PLUMS.

### છોકરો અને બોર.

Man, n. (મેન) માણુસ.
Was taking, v.=લઇ જતો હતો.
Market, n. (મારકેટ) બજાર.
Carried, v. (કેરિડ) લઈ જતો હતો.
Head, n. (હેડ) માથું.
Walked, v. (વૉકડ) ચાલ્યો.
Road, n. (રોડ) રસતો.
Dropped out, v. (ડ્રૉપ્ડ આઉટ) પડી ગયાં.
Fell, v. (ફેલ) પડયા.
Ground, n. (ગ્રાઉન્ડ) જમીન
(Did not) notice, v. (નોટીસ) જાણ્યા નહી.
Fall, inf. (ફૉલ) પડતાં.
So, ad. (સો) તેથી કરીને.
Went on, v. (વેન્ટ ઑન) ચાલી ગયો.
Poor, a. (પુઅર) ગરીબ.
Saw, v. (સૉ) જોયાં.
Picked up, v. (પિકડ અપ) ઊચકી લીધા.
Called, v.=બોલાવ્યો.

Here.=અહીંઆ.
Turned, v. (ટર્ન્ડ) ફર્યો.
Heard, v. (હર્ડ) સાંભળ્યો.
Stopped, v. (સ્ટૉપ્ડ) ઉભો રહ્યો.
Brought, v. (બ્રૉટ) આણ્યાં.
Put. v. (પુટ) મુક્યાં.
Hand, n. (હૅન્ડ) હાથ.
Thank you,=તમારો આભારી છું.
Kindly, ad.=મેહેરબાનીની રાહે.
Took, v. (ટૂક) લીધી.
Fruit, n. (ફ્રુટ) ફળ.
Said, v. (સેડ) કહ્યું.
Putting, p. pr. (પુટિંગ) મુકીને.
Take, v. (ટેક) લ્યો, લેવો.
Best, ad. (બેસ્ટ) સૌથી સરસ
(Can) pick, v. (પિક) પસંદ પડે.
Yourself, pron. (યૉરસેલ્ફ) તમારે પોતાને.
Honest, a. (ઑનેસ્ટ) પ્રમાણીક.
(Had) gone on, v. (ગૉન) આગળ ચાલી ગયો.
Lad, n. (લૅડ) છોકરો.
Might have kept, v.= રાખ્યા હતે.
As well, ad.=તેમજ.
Could have given, v.= આપી શકયો હોત.
Some, a. (સમ) કેટલાંક.
Replied, v. (રિપ્લાઇડ) જવાબ આપ્યો.
Like, v. (લાઇક) ઈચ્છો.
Mine, pron. (માઇન) મારૂં પોતાનું,
(Should have been) stealing, (સ્ટિલિંગ) હું ચોરી કરતે.
To lose, inf. (ટુ લૂઝ) ખોવાને.

એક માણુસ બજારમાં ફળોની એક તોપલી લઇ જતો હતો. તે પોતાનાં માથાપર તે તોપલી લઇ જતો હતો. જેવો તે રસતામાં ચાલતો હતો તેવાજ ત્રણ અથવા ચાર ફળો બાહેર પડ્યાં અને જમીનપર પડ્યાં.

તે માણુસને તે ફળો પડ્યાં તેની કાંઇજ ખબર પડી નહી

તેથી તે ચાલી ગયો. પણ એક ગરીબ છોકરાંએ તેઓને પડતં જોયાં અને તેઓને ઊંચકી લીધાં.

અહીં આવો, અહીં આવો ! તેણે તે માણસને બોલાવ્યો; કે જે જ્યારે તેણે તેને સાંભળ્યો ત્યારે પાછો ફર્યો અને ઉભો રહ્યો. તે છોકરાએ તે ફળો તેને આણી આપ્યાં અને તેના હાથમાં મુક્યાં.

તે માણુસે જેવાં ફળ લીધાં તેવુંજ કહ્યું, "મેહેરબાની નીરાહે હું તમારો આભાર માનું છું," અને પોતાની તોપલી જમીનપર મુકીને કહ્યું અને હવે સૌથી સરસ તમારે માટે જે તમને પસંદ પડે તે લેવો કારણ કે તમો પ્રમાણીક છોકરા છો.

જ્યારે તે માણુસ ગયો ત્યારે એક બીજો છોકરો આવ્યો અને તે છોકરાને કહ્યું "તમોએ જે પડ્યાં હતાં તે પણ રાખ્યા હતે તો ઠીક થતે કારણ કે તમોએ ત્યારે કેટલાંક મને આપ્યા હતે."

તે છોકરાંએ જવાબ આપ્યો "નહી નહી. જો તમારી મરજી પડે તો આ ફળ તમો રાખો કારણ કે એ આપવાને વાસ્તે એ મારી ચીજ છે; પણ જો જે મારી ચીજ ન હતી તે તમને આપી હતે તો મેં પણ ચોરી કીધી હતે જો કે હું ગરીબ છું તોપણ હું મારૂં સારૂં નામ ગુમાવવાને પસંદ કરતો નથી.

---

## THE FOX AND THE GOAT.

## કોળુ અને બકરૂં.

Every one, (એવરિ વન) દરેક જણ.
Foxe's, n. (ફૉક્સીસ) કોળાની
Cunning, n. (કનિંગ) લુચ્ચાઇ.
But, prep. (બટ) સિવાય.
Believed, v. (બિલિવ્ડ) માન્યું
Very, ad. (વેરિ) ઘણુંજ.
Hot, a. (હૉટ) ગરમ.
Springs, n. (સ્પ્રિંગ્સ) ઝરાઓ
Brooks, n. (બ્રૂક્સ) નાળાઓ.
Dry, a. (ડ્રાઇ) સુકાં.
Looked about, v. (લુક્ડ અબાઉટ) આસપાસ જોયું.

In vain, (ઈન વેન) ફોકટ.
Water, n. (ઉવૉટર)પાણી.
To drink, ger.=પીવાને.
Even, ad. (ઈવન) વળી.
Crept, v. (ક્રેપ્ટ) ધીમેથી ગયો.
Slyly, ad. (સ્લાઈલિ) લુચ્ચાઈથી.)
Farm-yard, n. (ફાર્મ યાર્ડ) ખેતર.
Dog, n. (ડૉગ) કુતરો.
Had to leave, v.=છોડવું પડયું.
Great, a. (ગ્રેટ) ઘણી.
Hurry, n. ઉતાવળ.
At last, ad. (ઍટ લાસ્ટ)
Thought, v. (થૉટ) વીચાર કીધો.
Well, n. (ઉવેલ) કુવો.
In the middle of. વચમાં.
Field, n. (ફિલ્ડ) ખેતર.
Farm, n. (ફાર્મ) ખેતર.
Set off, v. (સેટ ઑફ) નીકળ્યો.
Speed, n. (સ્પીડ) ઝડપ.
Found, v. (ફાઉન્ડ) માલમ પડયું.
Quite, ad. (કવાઇટ) તદન.
Out of his reach,=તે પુગી શકયો નહી.
Tried, v.=કોશેસ કીધી.
Again, ad. (અગેન) ફરીથી.
To reach, inf. (ટુ રીચ) પુગવાને.
Tumbled, v. (ટમ્બલ્ડ) ગબડી પડ્યો.
Heels over head,=પગ ઉપર ને માથું નીચે.
He got a great fright,=તે ઘણોજ બીધો.
(Was) hurt, v. (હર્ટ) ઈજા પામ્યો હતો.
Not much, (નૉટ મચ્છ) ઘણો નહી.
Very deep, (વેરિ ડીપ) ઘણોજ ઉંડો.
Glad, a. (ગ્લૅડ) ખુશી.
Enough, ad. (ઇનફ) પુરતી રીતે.
To drink, ger.=પીવાને.
Thirst, n. (થર્સ્ટ) તરસ.
Was gone, v =જતી રહી.
Wished. v. (ઉવિશ્ડ) ઇચ્છયું
To get out,=બાહેર આવવાને
Sides, n. (સાઇડસ) બાજુઓ
Well, n. (ઉવેલ) કુવો.
Steep, a. (સ્ટીપ) ઉભી.

Standing, pr.p. (સ્ટૅન્ડીંગ) ઉભું રેહેતાં.
Hind, a. (હાઈન્ડ) પછવાડેના
Legs, n. (લેગ્ઝ) પગો.
Half, a. (હાફ) અરધો.
Way, n. (વે) રસતો.
Top, n. (ટૉપ) મથાલું.
Close, a. (ક્લોઝ) બંધ થયલો.
Prisoner, n. (પ્રિઝનર) કેદી.
Next, a. (નેક્સ્ટ) બીજી.
Morning, n. (મૉરનિંગ) સવાર.
Goat, n. (ગોટ) બકરો.
Came down, v.=આવ્યો.
Seeing, pr. p.=જોઇને.
Good, a. (ગુડ) સારૂં.
Friend, n. (ફ્રેન્ડ) મીત્ર, દોસ્ત
I cannot stop drinking it,=હું પીયા વગર રહી શકતો નથી.
Jumped, v. (જમ્પડ) કુદી પડ્યો.
Long-beard, a. (લૉન્ગ બીઅર્ડ) લાંબી દાઢીવાલો.
At once, ad. (ઍટ ઉવન્સ) એકદમ.
No sooner than,=જેવો-જ-તેવોજ.
Leaped, v. (લીપ્ડ) કુદી પડ્યો
Back, n. (બૅક) પીઠ
Instant, n. (ઇન્સ્ટંટ) પલ.
Green, a. (ગ્રીન) લીલું.
Grass, n (ગ્રાસ) ઘાસ.
Sprang, v. (સ્પ્રેન્ગ) કુદયો.
Turned round, v.=પાછો ફર્યો.
Thank you, (થૅન્ક યુ) તમારો આભારી છું.
Madam, n. (મૅડમ) બાઈ.
I bid you good morning, =હું તમુને (સવારની) સલામ કરૂં છું.
Silly, a. (સીલી) મૂર્ખ.
Soon, ad. (સુન) તરતજ.
Foolish, a. (ફુલિશ) મુર્ખ.
To listen, inf. (ટુ લીસન) સાંભળવાને.
Cunning, a. (કનિંગ) લુચ્ચો
Trust, v. (ટ્રસ્ટ) ભરૂસો રાખો
Is known, v.=ઓલખવામાં આવે છે.
Sly, a. (સ્લાઇ) લુચ્ચું.
Selfish, a. (સેલ્ફીશ) આપ મતલબી.

દરેક જણે શીયાલની લુચ્ચાઇવીશે સાંભળ્યું છે; અને બકરા સીવાય દરેક જણ તે માનતું હતું.

એક ઘણા ગરમ ઉનાળામાં જ્યારે સઘળા ઝરાંઓ અને નાળાઓ સુકાં હતાં ત્યારે એક શીયાલ પાણી પીવાને માટે આખો દીવસ ફોકત શોધ કરતો હતો. તે વળી હળવેથી એક ખેતરમાં ચોરીથી ઘુસ્યો; પણ ત્યાંના કુતરાએ તેને જોયો અને તે તેણે ઘણી ઉતાવળમાં છોડયું હતું.

છેલ્લે સરવાળે તેણે તે ખેતરની નજદીકના એક ખેતરની પાસ માના એક જુના કુવાનો વીચાર કીધો; અને ત્યાં જવાને તે ઘણી ઝડપથી નીકળ્યો. જ્યારે તે તે જગાપર આવ્યો ત્યારે તેણે પાણી તેનાથી પોહોંચી નહી શકાય એવી જગાપર જોયું.

તેણે પોહોંચવાને ફરી ફરીને કોશેશ કીધી અને છેલ્લે સરવાળે તે ઊંધે મસ્તક અંદર ગબડી પડ્યો. તે ઘણો બીધો પણ તેને ઘણી ઇજા થઈ હતી નહી; અને પાણી ઘણું ઊંડાણ નહી હતું તેથી તે પીવાને ઘણો ખુશી હતો.

જ્યારે તેની તરસ મટી, ત્યારે તેણે બાહેર આવવાને ઇચ્છયું; પણ કુવાની બાજુઓ ઉભી હતી, અને વળી જ્યારે તે પોતાના પાછલા પગોઉપર ઉભો રેહેતો તોબી તે મથાલાના અરધે રસતે બી પુગી શકતો ન હતો. ત્યાં તે એક મજબુત કેદી થઇ ગયો હતો.

બીજી સવારે એક બકરી તે કુવા આગલ આવી;અને કોહોલાને ત્યાં જોઇને તેણીએ કહ્યું "શુ પાણી સારૂં છે?"—તે કોહોલાંએ કહ્યું "અરે મારા મીત્ર તમો નીચે ઉતરો; તે એટલું તો સારૂં છે જે હું પીતાં થોભતો નથી" તે લાંબી દાહાડીવાલાએ એકદમ નીચે કુદકો માર્યો; પણ જેવીજ તેણી નીચે ઉતરી તેવીજ પેલા કોહોલાએ તેણીની પીઠપર કુદકો માર્યો અને એક પલમા લીલા ઘાંસપર હતો! જેવોજ તેણે કુવાના મથાળાપર કુદકો માર્યો તેવોજ તે ફર્યો અને કહ્યું "બાઇ તમારો ઉપકાર માનું છું,હું તમને સલામ કહુંછું"

તે મુર્ખ બકરીએ તરતજ જોયું કે તેણી તે લુચ્ચા શીયાલને સાંભલવાને કેવી મુર્ખ હતી.

જે લુચ્ચો અને આપમતલબી જનાય છે તેની ઉપર કદી પણ ભરોસો રાખવો નહી.

---

## THE HORSE.

### ઘોડો

Noble, a. (નોબલ) ઉમદા.
Useful, a. (યુસફુલ) ઉપયોગી
Animal, n. (ઍનિમલ) પ્રાણી
Gentle, a. (જેન્ટલ) નરમ સ્વભાવનું.
Willing, a. (ઉવિલીંગ) રાજી.
To work, inf.=કામ કરવાને
Is made, v. (ઇઝ મેડ) બનાવામાં આવ્યું છે.
To destroy, ger. (ટુ ડિસ્ટ્રૉય) નાશ કરવાને.
To hurt, ger. (ટુ હર્ટ) ઇજા કરવાને.
Wolf, n. (ઉલ્ફ) વરૂ.
Lion, n. (લાયન) સીંહ.
Of use, (ઑફ યુસ) ઉપયોગનો.
Loves, v. (લવ્ઝ) ચાહે છે.
Master, n. (માસ્ટર) શેઠ.
Learns, v. (લર્ન્સ) શીખે છે.
To know, inf. (ટુ નો) ઓળખવાને.
Story, n. (સ્ટોરી) વાર્તા.
Is told, v. (ઇઝ ટોલ્ડ) કેહેવાયલી છે.
Soldier, n. (સોલ્જર) લશ્કરી સીપાઈ.
Favourite, a. (ફેવરિટ) માનીતો.
Never, ad. (નેવર) કદી નહી.
Seemed, v. (સીમ્ડ) દેખાયો.
Happy, a. (હૅપિ) સુખી.
Fierce, a. (ફીઅર્સ) ઝનુની, ઘાતકી.
Battle, n. (બૅટલ) લડાઇ.
Was killed, v.=માર્યો ગયો હતો.
Fell, v. (ફેલ) પડી ગયો.
Body, n. (બૉડિ) શરીર.
Was found, v.=મળી આવ્યું હતું.

Afterwards, ad. (આફ્ટર ઉવર્ડ્સ) પછી.
Faithful, a. (ફેથફુલ) નિમક હલાલ.
Animal, n. (ઍનિમલ) પ્રાણી
Still, ad. (સ્ટીલ) તોબી.
Was standing, v.=ઉભો હતો.
Beside, prep. (બિસાઇડ) નજદીક.
During, prep. (ડયુરિંગ) માં
Long, a. (લૉન્ગ) લાંબો.
Time, n. (ટાઇમ) વખત.
Had left, v. (હૅડ લેફ્ટ) છોડયું હતું.
Without, prep. (ઉવિધાઉટ) વગર.
Food, n. (ફુડ) ખોરાક.
(Had) stood, v. (સ્ટૂડ) ઉભો રહ્યો હતો.
Over, prep. (ઓવર) ઉપર.
Driving away, pr. p.= હાંકતો.
Birds, n. (બર્ડ્ઝ) પક્ષીઓ.
Prey, n. (પ્રે) શીકાર.
Another, a. (અનધર) બીજી
About, prep. (અબાઉટ) વિષે.
Once, ad. (ઉવન્સ) એક વખત.
Poor, a. (પૂઅર) ગરીબ.
(Was) passing, v. (પાસીંગ) જતો હતો.
Street, n. (સ્ટ્રીટ) રસતો.
Suddenly, ad. (સડન્લી) એકાએક.
Stopped, v. (સ્ટૉપ્ડ) ઉભો રહ્યો.
Looked. v. (લૂકડ) જોયું.
Cried, v. (ક્રાઇડ) બોલી ઉઠયો
My own, (માઇઓન) મારો પોતાનો.
Old, a. (ઓલ્ડ) જુનો.
Dear, a. (ડીઅર) વાહલો.
Fellow. n. (ફૅલો) પ્રાણી.
Voice, n. (વૉઈસ) સાદ.
Laid back, v. (લેડ બૅક) પાછળ ધર્યાં.
Ears, n. (ઇઅર્સ) કાનો.
Rubbed, v. (રબ્ડ) ઘસ્યા.
Nose, n. (નોઝ) નાખ.
Against, prep.=સામે.
Hand, n. (હૅન્ડ) હાથ.
Stroked, v. (સ્ટ્રોકડ) થોકયો.
Kindly, ad. (કાઇન્ડ્લિ) માયાળુરીતે.
Afew, (આફ્યુ) થોડી.

Put, v. (પુટ) મુક્યો.
Pocket, n. (પૉકિટ) ગજવું.
Though. conj. (ધો) જોકે.
Penny, n. (પેનિ) બે ફદીઆનો એક અંગ્રેજી સીક્કો.
To buy, inf. (ટુ બાઇ) ખરીદ કરવાને.
Feed, n. (ફીડ) ચારો.
Corn, n. (કૉર્ન) અનાજ.
Bring, ger. (બ્રિંગ) લાવવાને
Feeding, pr. p. (ફીડિંગ) ખવડાવતો.
Staying, ger. (સ્ટેઇંગ) ઉભો રહીને.
Asked, v. (આસ્કડ) પુછ્યું.
Stable, n (સ્ટેબલ) તબેલો.
Went his way,=પોતાને રસતે ગયો.
Driver, n. (ડ્રાઈવર) હાંકનાર.
Good, a (ગૂડ) ભલો.
Use, v. (યુસ) વર્તવું.
Well, ad. (ઉવેલ) સારીરીતે.
Beautiful, a. (બ્યુટિફુલ) ખુબસુરત.
Sight, n. (સાઇટ) દેખાવ.
Wonder, n. (ઉવન્ડર) અજાયેબી.
Hurrah, (હુરા) શાબાશીનો બોલ છે.
Kindness, n. (કાઇન્ડનેસ) માયા.

ઘોડો એક ઉમદા અને ઉપયોગી પ્રાણી છે. તે નરમ અને કામ કરવાને રાજી છે. તેને, વરૂં અથવા તો સીંહની માફક નાશ કરવાને અથવા ઇજા કરવાને બનાવ્યું નથી પણ માણસના ઉપયોગને વાસતે બનાવેલું છે.

ઘોડો પોતાના શેઠને ચાહે છે અને તરતજ તેને ઓળખવાને શીખે છે. એક લસ્કરી સીપાઇની વાર્તા કેહેવામા આવી છે કે જે લસ્કરી સીપાઈની પાસે એક માનીતો ઘોડો હતો કે તે ઘોડો, જે વખતે તેનો શેઠ તેની પીઠપર હોય તે વખતે જેવો સુખી માલમ પડતો હતો તેવો કોઈબી વખતે માલમ પડતો હતો નહી.

છેલ્લે સરવાળે એક કાપાકાપીની લડાઇમાં તે સીપાઇ માર્યો ગયોહતો અને પોતના ઘોડાપરથી પડી ગયો. જ્યારે તેનું શરીર કેટ-

થાક દીવસ પછી મલી આવ્યું હતું ત્યારે તે નીમકહલાલ પ્રાણી તેની નજદીક તોળી ઉભું હતું.

તે લાંબા અરસામાં તે ઘોડાએ પોતાની ધણીનું શરીર કદી પણ છોડયું હતું નહી. ખોરાક અથવા પાણી વગર તે શીકારના પક્ષીઓને હાંકતો તે ઉપર ઉભો રહ્યો હતો. શું તે ઉમદા પ્રાણી ન હતું?

ઘોડા વીષે મને બીજી વાર્તા કેહેવા દો. એક વખત એક ગરીબ સીપાઈ લન્ડનમાં એક રસ્તાપરથી જતો હતો. એકાએક તે ઉભો રહ્યો અને રસ્તાની બીજી બાજુ એક ઘોડા તરફ કેટલોક વખત સુધી જોયા દીધું.

જેવો તે રસ્તાની પેલી પાર દોડ્યા તેવોજ તે બોલ્યો "હું તેને ઓલખું છું, હું તેને ઓલખું છું! તે મારો જુનો ઘોડો છે. વાહાલું બુઢું પ્રાણી!"

તે ઘોડાએ તે અવાજ ઓલખ્યો હોય એવું માલમ પડયું હતું. તેણે પોતાના કાનો નીચે ધર્યા, અને જે હાથે તેને એટલી માયા ભરેલી રીતે થોકયો હતો તે હાથની સાથે પોતાનું નાખ ધસ્યું.

થોડો વખત પછી તે ગરીબ સીપાઇએ પોતાના ગજવામાં હાથ નાખ્યો; અને જેવું તેણે તે કીધું તેવોજ તે બોલ્યો, "હા જો કે તે મારી છેલ્લી પેની છે તો બી તે તેને મલશે! મારીપાસે અનાજનો ચારો ખરીદ કરવાને પુરતું છે.

તે તે લાવવાને આગલ ગયો, અને થોડી પલમાં તે અનાજ સહીત પાછો આવ્યો અને પોતાના હાથે તે ઘોડાને ખવાડતો ઉભો.

કેટલોક વખત સુધી તે તેની પાસે ઉભો રહ્યા પછી, તેનો તબેલો કયાં છે એ તેણે પુછ્યું કે જેથી કરી તે કોઇ બીજે દીવસે ત્યાં જાય અને તેને જોય.

તે ત્યારપછી પોતાને રસતે ગયો અને જેવો તેણે છોડ્યા તેવોજ તે બોલ્યો "ગરીબ ભાઇ તું એની સાથે સારો રેહેજે અને એની સાથે સારી રીતે વર્તજે.

તે એક ખુબ સુરત દેખાવ હતો; અને કેટલાક નાના છોકરાઓ જે નજદીક ઉભા હતા તેઓએ જ્યારે તે ગરીબ સીપાઇના જુના દોસ્ત તરફ તેની માયા જોઇ ત્યારે તેઓએ હુરરેનો પોકાર કીધો એમાં કાંઇજ નવાઈ નથી.

---

## THE OLD HORSE'S STORY.

### બુઢા ઘોડાની વાર્તા.

Better, a. (બેટર) વધારે સારા
Must be content, (મસ્ટ બિ કન્ટેન્ટ) સંતોષ થવું જોઇએ
Rest of my life,=બાકીની જીંદગી.
Young, a. (યંગ) જુવાન.
Lived, v. (લીવ્ડ) રેહેતો હતો
Farm, n. (ફાર્મ) ખેતર.
Fed, v. (ફેડ) ખવડાવતો હતો.
Plenty of oats, (પ્લેન્ટી ઑફ ઓટસ) પુષ્કળ જવના દાણા.
Hay, n. (હે) સુકું ઘાસ.
Nice a. (નાઇસ) સુંદર.
Clean, a. (ક્લીન) સાફ.
Himself, pron. (હીમસેલ્ફ) પોતે.
Knew, v. (ન્યુ) ઓળખ્યો.
Used to neigh, (યુઝડ ટુ ને) પોકાર કરતો હતો.
Pleasure, n. (પ્લેઝર) ખુશી.
Would pat, v. (ઉડ પૅટ) થોકતો હતો.
Pleasant, a. (પ્લેઝન્ટ) આનંદ
Cheery, a. (ચીઅરિ) ખુશી ઉપજાવે એવી.
One could not help loving him=કોઈથી તેને ચાહ્યા વગર રેહે નહી.
I am sure=મારી ખાતરી છે.
Served, v. (સર્વ્ડ) ચાકરી કીધી
Abroad, ad. (ઍબ્રૉડ) બાહેર ગામ.
Was sold, v.=વેચવામાં આવ્યો હતો.
Many ups and downs,=ઘણી ઉથલ પાથલ, ઘણી મુશીબતો.
Since then,=તે વખત પછી.
Present, a. (પ્રેઝન્ટ) હાલનો.

Often, ad. (ઑફ્ન) વારંવાર.
Heavy, a. (હેવિ) ભારે.
Loads, n. (લોડઝ) બોજો.
To draw, ger. (ટુ ડ્રૉ) ખેંચવાને.
Scarcely, ad. (સ્કૅર્સ્લી) કદાચજ.
Am able,=શક્તીવાન છું.
To drag, ger. (ટુ ડ્રૅગ) ખેંચવાને.
Cart, n. (કાર્ટ) ગાડું.
Behind, prep.=પાછળ.
Gentleman n. (જેન્ટલમૅન) ગ્રહસ્થ.
Made him take off=કઢાવ્યું
Deserved, v. (ડીઝર્વ્ડ) લાયક છે.
To be put, ger.=નાંખવાને.
Jail, n. (જેલ) બંદીખાનું.
Would treat, v.=વર્તે.
Should find, v.=માલમ પડવું જોઇએ.
Would work, v.=કામ કરવું જોઈએ.
Should remember, v.=(શુડ રિમેમ્બર) યાદ રાખવું જોઇએ.
Too, ad. (ટૂ) વળી.
Cares for, v. (કૅર્સ ફૉર) સંભાળ લે છે.
Creatures, n. (ક્રીચર્સ) પ્રાણીઓ.
(Has) Made, v. (મેડ) બનાવ્યા છે.

હું એક ગરીબ બુઢો ઘોડો છું. મેં વધારે સારા દીવસો જોયા છે; પણ મારે મારી બાકીની જીંદગી સુધી જેવો હું હમાણા છું તેવોજ રહેવાને સંતોષ થવું જોઇએ. જ્યારે હું જુવાન હતો ત્યારે હું ખેતરમાં રેહેતો હતો, અને મારો ધણી માયાળુ હતો કે જે, મને સારી રીતે ખવડાવતો હતો.

મારે સારૂં પુષ્કલ જવના દાણા અને સુકુ ઘાસ હતું અને રેહેવાને એક સુંદર, સ્વચ્છ તબેલો હતો. મારો શેઠ દરરોજ મને જોવાને માટે પોતે તબેલામાં આવતો હતો. હું તેનો અવાજ ઓળખતો હતો. અને જ્યારે હું તેને આવતા સાંભળતો, ત્યારે ખુશીથી હું પોકાર કરતો.

તે પોતાના હાથવતી મને થોકતો, અને એટલી તો ખુશી, અને આનંદી રીતે બોલતો કે કોઇપણ માણસ તેને ચાહ્યા વગર રેહે નહી, અને મારી ખાતરી છે કે તેના માયાના બદલામાં ઘણી સારી રીતે મેં તેની નોકરી બજાવી હતી.

બે વર્ષ પછી મારો ધણી બાહેર ગામ ગયો અને મને વેચવામા આવ્યો હતો. તે વખત પછી મારી ઘણી ઉથલ પાથલ થઇ હતી. મારો હાલનો શેઠ મને પુરતું ખાવાને આપતો નથી અને વારંવાર મને લાંબો વખત સુધી ખોટી રાખે છે.

હું અજાયબ થાઉં છું કે આખો દીવસ કામ કરવાને તથા પોતાના ખાણાને માટે બે કલાક ખોટી રહેવાને તે કેમ પસંદ કરેછે. તે વારંવાર વલી એટલો તો ભારે બોજો ખેંચવાને મને આપે છે કે મારી પછવાડેનું ગાડું ખેંચવાને હું તદન અશક્ત થાઉં છું.

એક દીવસે એક ગ્રહસ્થ આવ્યો અને ગાડામાંથી કેટલોક બોજો કઢાવ્યો. તેણે કહ્યું કે કોઇબી માણસ જે ઘોડાને ખેંચવાને આટલો ભારે બોજો આપે છે તે તુરંગમાં મોકલાવવાને લાયક થાય છે.

હું ઇચ્છું છું જે મારો શેઠ મરી સાથે વધારે માયાથી વર્તે. તેણે માલમ પડવું જોઈએ કે મારે મારા બાકીના દીવસો સારી રીતે ગુજારવા જોઇએ. મારા શેઠે યાદ રાખવું જોઇએ કે તેનેબી વણી એક શેઠ છે. તે એકે જેની આંખો સદા તેની ઉપર છે અને જે સઘળા પ્રાણીઓ તેણે બનાવ્યાં છે તેને માટે કાળજી રાખે છે.

---

## THE TWO CROSSING-SWEEPERS.

**( આડું અથવા ઉપરથી ) જવાની બે જગ્યા વાળનાર.**

(Could not) claim, v. (કલેમ) દાવો કરી શકયા નહી.
Single, a. (સીંગલ) એકાદ.
Beneath, prep. (બીનીથ) તળે.
Wide-spread, a. (ઉવાઈડ સ્પ્રેડ) બોહોળી પથરાયલી.
Sky, n. (સ્કાઇ) આકાશ..

Each other,=એક બીજાને
Were bound, v. (ઉવેર બાઉન્ડ) બંધાયલા હતા.
Poverty's, n. (પાવરટિઝ) ગરીબાઇના.
Strong, a. (સ્ટ્રૉન્ગ) મજબુત
Tie, n. (ટાઇ) બંધ.
Though, conj. (ધો) જો કે.
Proud, a. (પ્રાઉડ) મગરૂર.
To beg, ger. (ટુ બેગ) ભીખ માંગવાને.
Upright, a. (અપરાઇટ) પ્રમાણીક.
Far, ad. (ફાર) ઘણુંજ.
To steal, ger. (ટુ સ્ટીલ) ચોરી કરવાને.
Gladly, ad. (ગ્લૅડલિ) ખુશીથી.
(Would) sweep, v. (સ્વીપ) ઝાડુ કાડે.
Clean, v. (ક્લીન) સાફ કરે.
Gain. ger. (ગેન) મેળવવાને.
Honest, a. (ઑનેસ્ટ) પ્રમાણીક.
Meal, n. (મીલ) ખાનુ, ખોરાક.
Sad, a. (સૅડ) દીલગીર.
Only, a. (ઓન્લી) માત્ર.
Often, ad. (ઑફન) વારંવાર,

Scraps, n. (સ્ક્રૅપ્સ) ટુકડા.
Bread, n. (બ્રેડ) રોટલી.
Broken, a. (બ્રોકન) ભાંગી ગયલી.
Fruit, n (ફ્રુટ) ફળ.
Picked up, v. (પિકડઅપ) વીણી લીધા.
Street, n. (સ્ટ્રીટ) રસતો.
Bleak, a. (બ્લીક) ઠંડી.
Bitter, a. (બિટર) સખત ઠંડી
At the close of March, માર્ચ મહીનો પુરો થવાની વખતે.
(Had) slept, v. (સ્લેપ્ટ) સુતા હતા.
Within, prep.(ઉવિધિન) માં
Arch, n. (આર્ક) મેહેરાબ.
Hungry, a. (હંગ્રી) ભુખ્યા.
Wandered, v. (ઉવૅાન્ડર્ડ) ભટક્યા.
Apple, n. (ઍપલ) પેર.
Ground, n. (ગ્રાઉન્ડ) જમીન
Thought, v. (થૉટ) વિચાર્યું.
Treat, n. (ટ્રીટ) મિજબાની.
Has been kicked about, =લાત મારી નાંખી દેવામા આવ્યું હતું.
Still, ad. (સ્ટિલ) તોબી.

Turning, pr. p.=ફરીને.
Mate, n. (મેટ) સાથી.
Haven't found, v.=મળ્યું નથી.
Mournfully, ad. (મોર્નફુલી) શોકથી.
Younger, a. (યંગર) જુવાન.
Bite away, v. (બાઇટ અવે) કરડો.
Bit, v. (બીટ) કરડી.
Piece, n. (પિસ) ટુકડો.
That won't do,=એમ ચાલસે નહી.
You are welcome,=તમુને છુટ છે.
Noble, a. (નોબલ) ઉમદા.
Lesson, n. (લિસન) પાઠ.
(Should) teach, v. (ટિચ) શીખવે.

તેઓ બોહોળા પથરાયલા આકાશની (દુનીઆની) નીચે એકાદબી દોસ્તનો દાવો કરી શકયા નહી; પણ તેઓ એક બીજાને ગરીબાઈના મજબુત બંધથી બંધાયલા હતા.

જોકે ગરીબ હતા તોપંણ ભીખ માગવાને વધારે મગરૂર હતા વળી ચોરી કરવાને માટે પણ ઘણાં પ્રમાણીક હતા. અને પ્રમાણીક ખાનું મેળવવાને તેઓ મોટી ખુશીથી ઝારૂં કાઢતાં અને સાફ કરતાં હતાં.

પણ કેહેવાની દીલગીરી ઉપજે છે કે જે ખોરાક વારંવાર તેઓને ખાવાને મળતો હતો તે માત્ર જે રોટલીના ટુકડા અને ફુટેલ ફળ તેઓ રસ્તાપરથી ઉપાડના હતાં તે હતો.

માર્ચ મહીનાની આખેરીમાં ખુબ કકડતી ઠંડી સવાર હતી, અને તેઓ તે અગાઉની રાત્રે બજારના મેહેરાબમાં સુતેલાં હતાં.

ઘણાજ ભુખ્યા અને ઠંડા તેઓ રસ્તામાં રખડતા હતાં, જોએ જમીનપરથી એક ફળ ઉપાડયું અને વિચાર્યું કે કેમ એજ ખોરાક છે.

જો કે તે લાત મારી ફેંકી નાખવામાં આવ્યું હતું તોપણ હજી તે સારૂં હતું. અને પોતાના સાથી તરફ ફરીને તેણે કહ્યું "ઉવિલ તમે શું ઉપાડયું છે."

ઉવીલીએ દીલગીરીથી કહ્યું "મને એકાદબી ટુકડો મલ્યો નથી" ત્યારે ઉવીલ તમો વધારે નાના છો તેથી લેવો અને કરડો.

તે ગરીબ છોકરાએ એક નાનો ટુકડો કડયો : જોએ કહ્યું "હા તે ચાલસે નહી" ઉવીલી જરાક વધારે હજુર વધારે કરડો. તમો જાણોછો કે તમુને છુટ છે.

વાહલાં છોકરાઓ આ તમને એક ઉમદા બોધ શીખવશે; તમારાથી બને તેમ બીજા સાથે સારી રીતે વર્તો કે જેથી કરી તેઓ પણ તમારી જોડે સારી રીતે વર્તશે.

---

## TELL THE TRUTH.

### સાચું બોલો.

Axe, n. (ઍક્સ) કુહાડો.
Greatly, ad.(ગ્રેટલિ) ઘણોજ
Roamed about, v.=આસપાસ ભટકયો.
Trying, pr.p. (ટ્રાઇંગ) કોશેસ કરીને.
Nearly, ad. (નીઅરલી) લગભગ.
Young. a. (યંગ) નાનું.
Cherry-tree, n (ચેરિ-ટ્રી) બોરનું ઝાડ.
Began, v. (બિગૅન) શરૂ કીધું.
Deep, a. (ડીપ) ઊંડા.
Cuts, n. (કટસ) કાપો, ઘા.
Walked away, v.=ચાલ્યો.
(Was) prized, v. (પ્રાઈઝડ) કીમતી ગણ્યું હતું.
Forgot, v. (ફરગૉટ) વીસરી ગયો.
By and by,=રફતે રફતે.
The tree stood,=ઝાડ હતું.
Found, v. (ફાઉન્ડ) માલમ પડયું.
Fine, a. (ફાઇન) સુંદર.
Almost, ad. (ઑલમોસ્ટ) લગભગ.
Ruined, p. p. (રૂઇન્ડ) નાશ પામેલું
Sternly, ad. (સ્ટર્નલિ) કરડી રીતે.
(Did) answer, v. (ઍન્સર) જવાબ દીધો.

(Did) lay, v. (લે) મુકયો.
Blame, n. (બ્લેમ) ઠપકો.
Any one else,=બીજો કોઇ.
Tears, n. (ટીઅર્સ) આંસુઓ.
Face, n. (ફેસ) ચેહેરો.
Can't tell, v.=કહી શકતો નથી.
Lie, n. (લાઇ) જુઠું.
(Was) afraid, (અફ્રેડ) બી-હતો હતો.
Truth, n. (ટ્રુથ) સાચું.
Forgave, v. (ફરગેવ) માફ કીધો.
(Are) tempted, v. (ટેમ્પ-ટેડ) લલચાય છે.
To speak, inf. (ટુ સ્પીક) બોલવાને.
Happens, v. (હેપન્સ) બને.
Like, prep. (લાઈક) માફક.
Come what may,=જે બ-નવાનું હોય તો બને.
Cost it what it will,= ગમે તેટલું દામ બેશે.
Hides, v. (હાઈડસ)સંતાડેછે.
Wrong, a. (રૉંગ) ખોટું.

એક વખત એક નાનો છોકરો હતો કે જેનું નામ જ્યોર્જ હતું; અને તેના બાપે એક દીવસે તેને એક નાનો કુવાડો રમવાને માટે આપ્યો.

જ્યોર્જ એથી ઘણો ખુશી થયો હતો, અને વાડીમાં તેને લઇને ગયો. તે, લગભગ દરેક ચીજ જે તેના રસ્તામાં આવી તેની ઉપર કોશેસ કરતો આસપાસ ભટકયો.

છેલ્લે સરવાળે તે એક નાના બોરના ઝાડ આગલ આવ્યો અને તે ઉપર તે કુહાડી અજમાવવા લાગ્યો. તેણે તરતજ ઝાડમાં કેટ-લાક ઊંડા ઘા કીધાં, અને ત્યારપછી તે વાડીના બીજા ભાગ ભણી ચાલ્યો.

તે બોરના ઝાડને તેનો બાપ ઘણુંજ કીમતી ગણતો હતો; પણ જ્યોર્જ તે વીષે સઘળું ભુલી ગયો હતો. રફતે રફતે તેનો બાપ વાડીના જે ભાગપર તે ઝાડ હતું ત્યાં આવ્યો.

જ્યારે તેણે પોતાનું સુંદર બોરનું ઝાડ લગભગ નાશ થયલું

જોયું ત્યારે ઘણોજ દીલગીર થયો હતો. પોતાના છોકરાને ધમકીમાં પુછ્યું "જ્યોર્જ, આ કોણે કીધું?"

શું જ્યોર્જે એવો જવાબ આપ્યો "બાપા હું જાણતો નથી"? અરે નહી. શું તેણે એ ઠપકો કોઇ બીજાપર મુકયો? અરે નહી. આંખમાં આંસું સહીત તેણે પોતાના બાપના ચેહેરા તરફ જોયું. તેણે કહ્યું "બાપા હું જુઠું બોલી શકતો નથી—એ મેં કીધું છે." ભલો છોકરો! તે સાચું બોલવાને ડર્યો નહી; અને તેના બાપે તેને માફ કીધો. છોકરાઓ વારંવાર જે સાચું નહી એ બોલવાને લલચાય છે. જ્યારે તેવું બને ત્યારે દરેક જણ જ્યોર્જનો વીચાર કરો અને તેની માફક કેહેવાને કોશેસ કરો "હું જુઠું બોલી શકતો નથી."

છોકરાઓ, જેમ બને તે ખરૂં, પણ સાચું બોલો.

ગમે તેવુંબી પરીણામ નીપજે તોબી સાચું બોલો અને હમેશ સાચું બોલો; જે માણુસ, ખોટું કામ કીધેલું છુપાવે છે તે તોબી ખોટી ચીજ કરેછે.

આ વાર્તાનો છોકરો જે સૌથી મોટા માણુસો આગળ થઇ ગયા હતા તેમાનો એક હતો. તે જ્યોર્જ ઉવૉશીંગટન હતો.

---

## THE DOG IN THE MANGER.

### ઢોરને ચારો નીરવાની જગામાં કુતરો.

Lay, v. (લે) પડેલો હતો.
Manger, n.= ઢોરને ચારો નિરવાની જગા.
Snarling, n. (સ્નારલિંગ) ઘુરકવું તે.
Snapping, n. (સ્નૅપિંગ) બચકું મારવા જવાથી.
Kept, v. (કેપ્ટ) દુર રાખતો હતો.
Cows, n. (કાઉઝ) ગાયો.
Selfish, a. (સેલ્ફીશ) આપમતલબી.
Companions, n.=સાથીઓ
Is that all?=શું પુરી થઇ?

Short, a. (શૉર્ટ) ટુંકી.
Long, a. (લૉંગ) લાંબી.
Uncle, n. (અંકલ) કાકો.
Had had, v.=પાસે હતું.
Doll, n. (ડોલ) ઢીંગલી.
Became tired, v. (બિકેમ ટાયર્ડ) કંટાળી ગઇ, કંટાળો ખાઈ ગઇ.
Used to leave, v.=છોડતી હતી.
Lying, pr.p. પડતું.
Till, prep. (ટિલ) જ્યાં સુધી.
Closet, n. (ક્લૉઝેટ) ઓરડી.
New, a. (ન્યુ) નવું.
Beautiful, a. (બ્યુટિફુલ) સુંદર.
Spending a thought,= વીચાર કરતી.
Old, a. (ઓલ્ડ) જુની.
Busily, ad (બીઝિલિ) કામમાં ગુંથાયલી.
Engaged, v. (ઍન્ગેજડ) રોકાયલી.
Watched, v. (વૉચ્ડ) તપાસતી હતી.
Wish, v. (વિશ) ઇચ્છું છું.
Pleading, a. (પ્લીડિંગ) અરજ કરતી.
(Will) take, v. (ટેક) લઇશ.
Care, n. (કેર) સંભાળ.
Sister, n. (સિસ્ટર) બેહેન.
Crying, pr.p. (ક્રાઇંગ) રડતી.
(Had) finished, v. પુરી કીધી.
Meant, v. (મેન્ટ) ધાર્યું.
Sweets, n. (સ્વીટસ) મીઠાઈ.
Because, conj. (બિકૉઝ) કારણકે.
Kind, a. (કાઇન્ડ) માયાળુ.

"ઢોરને ચારો નીરવાની જગામા કુતરો ! કાકા જોન તે શાને વાસતે છે? મને વાતા કહો"

કાકા જોને કહ્યું "એક કુતરો ઢોરને ચારો નીરવાની જગામાં પડ્યો હતો, અને તેના ઘુરકવાથી અને કરડવાની કોશેશ કરવાથી ગાયો ને સુકુ ઘાસ જે ત્યાં તેઓ માટે રાખવામાં આવ્યું હતું તે ખાવાથી દુર રાખતો હતો.

તે ગાયોમાના એક ગાયે પોતાના સાથીઓને કહ્યું "કેવો આપ મતલબી કુતરો"!

"તે પોતે ઘાસ ખાઈ શકતો નથી અને તોબી તે જેવો ખાઇ શકે છે તેઓને બી ખાવા દેતો નથી."

શું પુરૂં થયું છે ? જેને કહ્યું "તે ઘણી ટુંકી વાર્તા છે,"

તે ઘણી લાંબી વાર્તા નથી; પણ તેણીના કાકાએ કહ્યું "જો તમે ચાહતા હોવો તો હું તમને બીજી વાર્તા કહીશ.

"અરે કાકા મને બીજી વાર્તા કહો"

કાકા જોને કહ્યું "એક વખત એક નાની છોકરી હતી કે જેની પાસે એક ઢીંગલી એટલી તો લાંબી હતી કે તેણી તેનાથી કંટાળી ગઇ હતી. તેણી આમ તેમ તેને પડતું મુકતી હતી જ્યાંસુધી કે તેણીની માએ એક દીવસે તે ઊંચકી લીધી અને એક ઓરડીમાં બાજુએ મુકી. ત્યારપછી કોઈએ કે તે નાની છોકરીને એક નવી અને ખુબસુરત ઢીંગલી આપી કે જેથી તેણી આખો દીવસ, પોતાની જુની ઢીંગલીપર કાંઈબી વિચાર કર્યા વગર રમતી.

એક દીવસે જ્યારે તેણી પોતાની ખુબસુરત ઢીંગલી સાથે મજબુત રોકાયલી હતી ત્યારે તેણીની જુવાન બેહેને તેને તપાસી. તેનાની છોકરીએ કહ્યું "બેહેન હું ઈચ્છું છું કે મારી પાસેબી એક ઢીંગલી હોય. મેહેરબાની કરી મને તમારી બીજી ઢીંગલી સાથે રમવા દે છે.

તે નાની છોકરીએ કહ્યું "નહી હું નહી રમવા દેવાની.

તે નાની છોકારીએ આજીજીના અવાજમાં કહ્યું "બેહેન મને રમવા દેવો. તમે હવે તે સાથે રમતાં નથી અને હું તેની સારી પેઠે સંભાળ લઇશ."

પણ તે નાની છોકરીએ પોતાની બેહેનને તે ઢીંગલી સાથે રમવા દીધી નહી; અને તે ગરીબ નાની છોકરી રડતી ગઈ.

જ્યારે કાકા જોને પોતાની વાત પુરી કીધી ત્યારે જેનના ચેહેરાપરથી તેને જોયું કે તે શું ધારતો હતો ને તેણીએ જાણ્યું.

જેને કહ્યું "તે દીવસે જો કે તેણી ખાય તે કરતાં બી વધારે મીઠાઈ તેણીની પાસે હતી તો બી તેણીએ મને થોડી આપી નહી.

તેણીના કાકાએ કહ્યું " અરે હું સમજુ છું. " કારણ કે ઢોરને ચારો નીરવાની જગામા એક કુતરો હોય તો ત્યાં બીજો કુતરો બી હોવો જોઇએ. હું ધારૂં છું કે જો તમે તમારી નાની બેહેનને ચાહો તો તેણી તમને બી ચાહે અને ઢોરને ચારો નીરવાની જગામા મુદલ કુતરો હોય નહી.

---

## WAITING TO GROW.

### વધવાને ખોટી.

Little, a. (લિટલ) નાના.
White, a. (વ્હાઇટ) સફેદ.
Snow-drop, n. (સ્નો-ડ્રૉપ) બરફના છાંટા.
Waking up, pr. p. (વેકિંગ અપ) જાગૃત કરતું, ખીલાવતું.
Violet, n. (વાયોલિટ) એક જાતનું ઝાડ ને તેનું ફુલ.
Sweet, a. (સ્વીટ) સુગંધી.
Butter cup, n. (બટરકપ) એક જાતનું ફુલ.
Think, v. (થિંક) વીચાર કરો
Under, prep. (અન્ડર) તળે
Waiting, pr.p. (વેટિંગ) ખોટી.
Hosts, n. (હોસ્ટસ) મોટા જથ્થો.
Qeer, a. વિલક્ષણ, તરેહવાર, અજાયબ જેવા.
Seeds, n. (સીડઝ) બીઆં
Mosses, n. (મૉસિસ) નાના ઘાસવાલા રોપા.
Ferns, n. (ફર્નસ) એક જાતનો રોપો.
Weeds, n. (વિડઝ) નકામો રોપો.
Leaves, n. (લિવ્ઝ) પાંદડાં.
Roots, n. (રૂટસ) મુલીઆં.
Getting, pr. p. (ગેટિંગ) થતાં.
Ready, a. (રેડિ) તૈયાર.
To sprout, ger. (ટુ સ્પ્રાઉટ) ફુટવાને.
Reaching, pr. p. (રિચિંગ) પુગતાં.
Slender, a. (સ્લેન્ડર) પાતળાં
Brown, a. (બ્રાઉન) બુરા.

Fingers, n. (ફીંગર્સ)આંગળાં
Month, n. (મન્થ) મહીનો
Weeks, n. (ઉવિક્સ) અઠ-વાડીઆં.
That door, n.=જમીન.
Listen, v. (લિસન) સાંભળો.
Watch, v. (ઉવૉચ) તપાસો.
Below, ad. (બિલો) નીચે.
Nothing, n. (નથિંગ) કો-ઇપણ ચીજ.
Hidden, p.p. (હિડન) સં-તાયલું.
Well, ad. (ઉવેલ) સારીરીતે.
Presently, ad. (પ્રેઝન્ટલિ) તરતજ.
Sun, n. (સન) સૂરજ.
Shine, inf. (શાઇન) પ્રકા-શવાને.
Rain, n. (રેન) વરસાદ.
To help, ger. (ટુ હેલ્પ) મ-દદ કરવાને.
To grow, inf. (ટુ ગ્રો) વ-ધવાને.

નાના સફેદ બરફના છાંટા તરતનાંજ ખીલાવતાં, વાયોલેટ, દેઝી અને મીઠા (સુંદર) બટરકપ !—ફુલોજે બરફતળે ઉગવાને ખોટી છે તેનો વિચાર કરો !

તરેહવાર નાના બીઆંઓ, ફુલો અને લીલ, પાલાઓ અને વગર ઉપયોગના રોપાઓનો મોટો જથ્થો પાદડાં અને બરફની તળે ઉગવાને ખોટી છે તેનો વિચાર કરો !

મુળીઆંઓ બાહેર નીકળવાને તૈયાર થયેલાં, પોતાના પાતળાં ભુરા આંગલાઓ આસપાસ પોહોચાંડતાં, આઇસ અને પાદડાં અને બરફની તળે ઉગવાને ખોટી છે એનો વિચાર કરો !

ફક્ત એક મહીનો અથવા થોડાં અઠવાડીઆ વધારે તે જ-મીન તળે તેઓને ખોટી રેહેવું પડશે; સાંભળો અને તાપસો અને ઉગવાને નીચે રાહ જોવો !

કાંઇબી એવી નાની ચીજ નથી અથવા તો એવી સારી રીતે સંતાડેલી નથી કે ઈશ્વરને તે નહી માલમ પડશે, અને તેનો સૂર્ય તેઓને ઉગાડવાને મદદ કરવાને માટે ક્યાં પ્રકાશશે અને પોતાનો વરસાદ ક્યાં જશે તે તરતજ કેહેશે.

# THE SHETLAND PONY.
## શેટલેન્ડ ટટ્ટુ.

Pony, n. (પૉનિ) ટટ્ટુ.
Kind, n. (કાઈન્ડ) જાત.
Horse, n. (હૉર્સ) ઘોડો.
Group, n. (ગ્રુપ) જથ્થો.
Islands, n. (આઈલન્ડસ) ટાપુઓ.
North, n. (નૉર્થ) ઉત્તર.
Map, n. (મૅપ) નકશો.
(Are) swept, v. (સ્વેપ્ટ) ધોવાયલાં છે.
Sides, n. (સાઈડસ) બાજુઓ
Cold, a. (કોલ્ડ) ઠંડો.
Winds, n. (વિન્ડસ) પવન.
Ocean, n. (ઓશન) સમુદ્ર.
Plants, n. (પ્લૅન્ટસ) રોપાઓ.
Quite, ad. (ક્વાઈટ) તદન.
Trees, n. (ટ્રીઝ) ઝાડો.
Such as, (સચ ઍઝ) જેવાંકે.
Wander, v. (વૉન્ડર) રખડે છે
Get, v. (ગેટ) મેળવે છે.
Food n. (ફૂડ) ખોરાક.
Feeding, ger. (ફીડિંગ) ચરીને.
Short, a. (શૉર્ટ) ટુંકા.
Hills, n. (હીલ્સ) ટેકરીઓ.
Wide, a. (વાઈડ) પોહોળાં.
Wastes, n. (વેસ્ટસ) નકામી જગાઓ, મેદાનો.
Hardy, a. (હાર્ડિ) મજબુત.
(Are) stabled, v. (સ્ટેબલ્ડ) તબેલામાં રાખવામાં આવે છે
House, n. (હાઉસ) ઘર.
Stone wall, n. (સ્ટોન વૉલ) પથ્થરની ભીત.
Shelter, n. (શેલ્ટર) છાંયો.
(Are) left, v. (લેફ્ટ) છોડવામા આવે છે.
As they best can,=જેમ તેઓથી બની શકે તેમ.
Native, a. (નેટિવ) પોતાની.
Shores, n. (શોર્સ) કીનારો.
Long, a. (લૉંગ) લાંબો.
Snow-storm, (સ્નો સ્ટૉર્મ) બરફનું તોફાન.
Straw, n. (સ્ટ્રૉ) ઘાસ.
May be given,=આપાવામાં આવે છે.
Owners, n. (ઓનર્સ) ધણીઓ,
Once, ad. (વન્સ) એક વખત.
Ponies, n. (પૉનિઝ) ટટ્ટુઓ.
Live, v. (લિવ) રેહે છે.

Chiefly, ad. (ચીફ્લિ) મૂખ્ય કરીને.
Eating, ger. (ઇટિંગ) ખાઈને.
Drift-weed, n. (ડ્રિફ્ટ ઉવિડ) પાણીના પ્રવાહથી ઘસડાઈ આવેલો બીન ઉપયોગી પાલો.
Is thrown up, v.=નાંખવામાં આવે છે.
Beach, n. (બીચ) રેતીવાલો કીનારો.
Farmers, n. (ફાર્મર્સ) ખેડુતો
Sometimes, ad. (સમટાઇમ્સ,) કોઈ કોઇ વખત.
Allow, v. (અલવ) દે છે.
Kitchens, n. (કીચન્સ) રાંધણીઓ.
Lie down, inf.=સુવાને.
Easily, ad. ઈઝિલિ) સેહેલાઇથી.
(Can) stand, v. (સ્ટૅન્ડ) ઉભા રહી શકે છે.
Pet, v. (પેટ) લાડ લડાવે છે, પ્યાર કરે છે.
(Was) creeping, (ક્રિપિંગ) ધીમેથી ચાલતો હતો.
Pond, n. (પૉન્ડ) તળાવ.
Fell in, v. (ફેલ ઇન) નીચે પડયો.
Would have drowned. v.=ડુબી ગયો હતે.
Took hold of, v.=પકડી લીધો.
Dress, n. (ડ્રેસ) પોશાક.
Teeth, n. (ટીથ) દાંત.
Held up, v.=ધરી રાખ્યો.
Help, n. (હેલ્પ) મદદ.

શેટલન્ડ ટટ્ટુ એક ઘણી નાની જાતનો ઘોડો છે, કે જે શેટલેન્ડ સ્કોટલાન્ડના ઉત્તર તરફ તાપુઓનો એક જથ્થો છે ત્યાંથી આવે છે. તમો તેમને નકશામાં જોઇ શકશો.

આ તાપુઓ સમુદ્રના ઠંડા પવનોથી સઘળી બાજુઓથી ધોવાયલો છે જેથી કરી રોપાઓ જે ત્યાં ઉગે છે તે તદ્દન નાના હોય છે.

ત્યાં થોડા ઝાડો હોય છે અને જેવાં આપણી પાસે લાકડાં હોય છે તેવા ત્યાં હોતાં નથી.

ટટ્ટુઓ તાપુઓ ઉપર રખડે છે અને ઉનાળામાં ટુંકાં ઘાસ કે જે ટેકરીઓ ઉપર અને ઓહોળી ખુલ્લી જગાઓપર ઉગે છે તે ઉપર ચર્યાથી પોતાનો ખોરાક મેળવે છે.

શેટલન્ડમાં આ નાના મજબુત ઘોડાઓ કદીભી તબેલામાં રાખવામાં આવતાં નથી. સઘળો છાંયો જે તેઓને મળે છે તે ઘરની અથવા તો પથરના દેવાલની બાજુ હોય છે. કેટલાકોને તેઓની પોતાની ટેકરીઓ અને કીનારા ઉપર જેમ તેવોને ઠીક દીશે તેમ કરવાને છોડી દેવામાં આવે છે.

લાબા બરફના તોફાનમાં તેઓના ધણીઓ બીજે અથવા ત્રીજે દીવસે તેઓને થોડું સુકું ઘાસ અથવા પરાળ આપે છે. ટટ્ટુઓ ત્યારે મૂખ્ય કરીને વગર ઉપયોગનો ઘસડાઇ આવેલો પાલો જે કીનારાપર નાખવામા આવે છે તે ખાઇને રેહે છે.

ખેડુતો કેટલીક વખત આ નાના ઘોડાને પોતાની રાંધણીમાં જઇને સુવા દે છે.

કેટલાંકો એટલાં નાના હોય છે કે તેઓ સેહેલાઈથી મેજની તળે ઉભા રહી શકે છે. છોકરાંઓ જેમ ઘેટાને લાડ લડાવે છે તેમ તેઓને લાડમાં થોકે છે.

એક વખત એક નાનો છોકરો જે તળાવની નજદીક ચાલતો હતો તે અંદર પડ્યો અને જો આ ટટ્ટુઓમાંનો એક ટટ્ટુ ન હતે તે ડુબી જતે. તેણે પોતાના દાંતવતી તે છોકરાંનો ઝભ્ભો પકડ્યો અને જ્યાંસુધી કોઇ તેની મદદે આવ્યું ત્યાંસુધી પાણીની બાહેર ધરી રાખ્યો.

---

## THE BOY THAT TOLD LARGE STORIES.

### છોકરો જે મોટી વાર્તા કેહેતો હતો.

Habit, n. (હેબિટ) ટેવ.
Telling, ger. (ટેલિંગ) કેહેવાની.
Stories, n. (સ્ટોરિઝ) વાર્તા.

Squirrel, n. (સક્વિરલ) ખીસકોલી.
Woods, n. (વુડ્ઝ) જંગલો.
Big, a. (બિગ) મોટી.
Bear, n. (બેર) રીંછ.
Killed, v. (કિલ્ડ) મારી નાંખ્યા.
Shot, n. (શૉટ) ગોળી.
Would boast, v.=બડાઇ હાંકે.
Couple of dozen, (કપલ ઑફ ડઝન) બે ડઝન.
Rat, n. (રૅટ) ઊંદર.
Ox, n. (ઑાક્સ) બલદ.
No more, (નો મોર) વધારે નહીં.
Next, a. (નેક્સ્ટ) બીજે.
Son, n. (સન) છોકરો.
Set out, v.(સેટ આઉટ) નીકળ્યા.
Journey, n. (જર્નિ)મુસાફરી
Travelled, v. (ટ્રૅવલ્ડ) મુસાફરી કીધી.
On foot, ad.=ચાલતા, પગે.
Soon, ad. (સૂન) તરતજ.
Broad, a. (બ્રૉડ) પોહોળી.
River, n. (રિવર) નદી.
Stream, n. (સ્ટ્રીમ) ઝરો
Dangerous, a. (ડેન્જરસ) ભય ભરેલું.
Must swim, v. (મસ્ટ સ્વિમ) તરવું જોઇએ.
Across, prep. (ઍક્રૉસ) પેલેપાર.
Turned, v. (ટર્ન્ડ) થયો.
Pale, a. (પેલ) ફીક્કો.
Began, v. (બિગૅન) શરૂ કીધું
Shake, inf (શેક) ધ્રુજવા.
As if, conj.(ઍઝ ઈફ)જાણે કે,
Ill, a. (ઈલ) માંદો, આજારી.
What's the matter,=શું છે
Why, ad. (વ્હાય) કેમ.
Was thinking, v.=વિચારતો હતો.
Well, interj.=સારૂં.
Reply, n. (રિપ્લાઇ) જવાબ.
Bigger, a. (બિગર) વધારે મોટું.
Sheep, n. (શીપ) મેંઢું.
Youth, n. (યૂથ) છોકરો.
Let us proceed, (લેટ અસ પ્રોસીડ) આપણે ચાલો.
Now, ad. (નાઉ) હવે.
Entered, v. (એન્ટર્ડ) દાખલ થયા.
Soon, ad. (સૂન) તરતજ.

Got, v. (ગૉટ) ગયા.
Beyond, prep. (બિયૉન્ડ) ઉપર.
Depth, n. (ડેપ્થ) ઊંડાણ
Was taken down,=લઈ જવામાં આવ્યો હતો.
Became, g. (બિકેમ) થયો.
Frightened, p. p (ફ્રાઈટન્ડ) બીધો.
Very much, (વેરિ મચ્છ) ઘણોજ.
Help. v (હેલ્પ) મદદ.
(Am) drowing, (ડ્રાઉનિંગ) ડુબી જાઉં છું.
Nearly, ad. (નિઅરલિ) લગભગ.
(Had) lost, v. (લૉસ્ટ) ખોયો હતો.
Breath, n. (બ્રેથ) દમ.
Sink, inf. (સિન્ક) ડુબવાને.
Neck, n. (નેક) ગરદન.
After all, (આફ્ટર ઑલ) અંતે, છેલ્લે.
Mouse, n. (માઉસ) ઊંદર.
Upon this, (અપૉનધિસ) આ ઉપરથી.
Shoulders, n.(શોલ્ડર્સ)ખાંધ
Carried, v. (કૅરિડ) લઇ ગયો.
Safely, ad. (સેફલિ) સહી સલામતથી.
Forgot, v. (ફરગૉટ) ભુલી ગયો.
Lesson, n. (લેસન) પાઠ.
Taught, v. (ટૉટ) શીખવ્યું.
Whenever, ad. (ઉવ્હેનએવર) જ્યારે જ્યારે.
Was tempted, v.=લલચાતો હતો.
Use, ger. (યુઝ) વાપરવાને.
Boasting, a. (બોસ્ટીંગ) બડાઇના.
Words, n. (ઉવર્ડ્ઝ) શબ્દો.
Thought, n. (થૉટ) વીચાર.
Caused to tell, (કૉઝડ ટુ ટેલ) કેહેવાડતું હતું.
Truth, n. (ટ્રથ) સાચું.

એક વખત એક છોકરો હતો જેને ઘણી મોટી વાતો કેહેવાની ટેવ પડી હતી. જ્યારે તેણે જંગલમાં ખીસકોલી જોઈ હોય તો તે ઘેર આવે અને કહે કે તેણે કાંઇક વરૂના જેવું મોટું જોયું છે. જો તેણે એક ગોળીમાં બે પક્ષીઓ માર્યાં હોય તો તે એવી બડાઇ હાંકે કે તેણે બેદજન માર્યા છે.

એક દીવસે આ છોકરો ઘેર પોતાના બાપ આગળ આવ્યો અને કહ્યું કે તેણે એક બળદના જેવો મોટો ઊંદર જોયો છે. તેના બાપે કહ્યું " અરે નહી, બળદના જેવો મોટો હોય નહી. " છોકરાએ કહ્યું " હા, બળદના જેવો મોટો "

તેનો બાપ વધારે બોલ્યો નહી, પણ બીજે દીવસે તે અને પોતાનો છોકરો મુસાફરીએ જવાને બાહેર નીકળ્યાં. તેઓએ પગે મુસાફરી કીધી અને તરતજ એક બોહોળી નદી આગળ આવ્યાં. તે છોકરાએ કહ્યું " આ નાળું કીયું છે, "

તેના બાપાએ કહ્યું કે " જેઓ મોટી વાતો કહે છે તેઓને એ ઘણું ભય ભરેલું છે. આવ મારા છોકરા આપણે પેલીપાર તરવું જોઇએ. "

તે છોકરો તરતજ ફીક્કો પડી ગયો અને જાણે આજારી હોય તેમ ધ્રુજવા લાગ્યો. તેના બાપે કહ્યું " તમને શું છે. " તેના છોકરાએ કહ્યું " શું હું તે ઊંદરનો વિચાર કરૂંછું.

તેને જવાબ દીધો " તે ઊંદરનું શું ' તે છોકરાએ કહ્યું " શું હું ધારતો નથી કે તે એક મેંઢા કરતાબી વધારે મોટું હોય." તેના બાપાએ કહ્યું " વારૂં વારૂં ચાલો આપણે આગળ જઇએ.

હવે બેઉ પાણીમાં દાખલ થયા અને તરતજ તેઓની ઊંડાણની ઉપરાંત ચાલ્યા.

તે છોકરાને તે નાળાની નીચે લઇ જવામા આવ્યો હતો અને ઘણોજ બીધો હતો. તેણે કહ્યું " બાપા બાપા " મદદ કરો ! મદદ કરો ! હું ડુબું છું ! અરે તે ઊંદર, તે ઊંદર ! હું ધારતો નથી કે તે એક ખીસકોલી કરતા બી વધારે મોટું હોય.

તે છોકરાએ હવે લગભગ પોતાનો દમ ખોયો હતો. તે ડુબવા લાગ્યો અને પાણી તેની ગરદન સુધી હતું. તેણે કહ્યું " અરે બાપા, બાપા, સઘળુ છતાં તે ઊંદર તે ઊંદર હતો."

આ ઉપરથી તેનો બાપ તે છોકરાની નજદીક ગયો, પોતાના ખભાપર તેને લીધો અને નાળાની પેલીપાર સહી સલામત તેને લઇ ગયો.

તેના બાપે જે બોધ તે છોકરાને શીખવ્યો હતો તે કદીપણ ભુલી ગયો નહી. અને જ્યારે જ્યારે મોટી મોટી વાતો કેહેવાને અને બડાઇ ભરેલા શબ્દો વાપરવાને લલચાતો હતો ત્યારે ઉંદરનો અને નદીનો વિચાર તેને સાચું કેહેવડાવતો હતો.

---

## THE PET LAMB.

### લાડકવાયું ઘેટું.

Had been sold, v.=વેચવામા આવ્યું હતું.
To buy, ger. (ટુ બાઇ) ખરીદ કરવાને.
Food, n. (ફૂડ) ખોરાક.
Clothing, n. (ક્લોધિંગ) પેહેરવાના કપડા.
Family, n. (ફૅમિલિ) કુટુંબ.
At last, ad. (ઍટ લાસ્ટ) છેલ્લે સરવાળે.
Was left, v. (વૉઝ લેફ્ટ) રહ્યું હતું.
Heart, n. (હાર્ટ) અંતકરણ.
Felt, v. (ફેલ્ટ) થઈ ગયું.
Sad, a. (સૅડ) દીલગીર.
Thought, n. (થૉટ) વિચાર.
Parting, n. (પારટિંગ) છુટા પડવાનું.
Make up her mind=વિચાર કીધો.
To sell, inf. (ટુ સેલ) વેચવાનો.
Butcher, n. (બુચર) કસાઇ.
Heavy, a. (હેવિ) ભારે.
Bargained, v. (બારગેન્ડ) ભાવ ઠેરવ્યો.
Sale, n. (સેલ) વેચાણ.
While, conj. (હ્વાઈલ) જ્યારે.
(Were) playing. v. (પ્લેઈંગ) રમતા હતા.
Door, n. (ડૉર) બારણું.
Loud, a. (લાઉડ) મોટે.[સાદ
Voice, n. (વૉઇસ) અવાજ,

Alarm, n. (અલાર્મ) ધાસતી.
Gently, ad. (જેન્ટલિ) હ-ળવેથી.
Pushing, pr. p. (પુશિંગ) આચકો મારીને.
Playful, a. (પ્લેફુલ) રમતી-આળ.
Tone, n. (ટોન) અવાજ.
Rope, n. (રોપ) દોરડું.
Placing himself, pr.p.= ઉભો રહીને.
In front of, prep.=તેના મો તરફ.
Threw, v. (થ્રુ) નાંખ્યું.
Neck, n. (નેક) ગરદન.
Drag, inf. (ડ્રૅગ) ખેંચવાને.
Creature, n. (ક્રિચર) પ્રાણી
Bleated, v. (બ્લીટિડ) બેં બેં કીધું, પોકાર્યું.
Cry, n. (ક્રાઈ) રૂદન.
Grief, n. (ગ્રીફ) દીલગીરી.
Was too much for her,= તેણીથી ખમી નહી શકાય તેવા હતાં.
Her heart sank within her,=તેણીની છાતી દ-બાઈ ગઈ.
Pleading, pr.p. (પ્લીડિંગ) આજીજી કરતાં, અરજ કરતાં
Tearful, a. (ટીઅરફુલ) આં-સુથી ભરપુર.
Choked, p. p. (ચોક્ડ) ગુંગ-લાઇ ગયેલો.
Sobs, n. (સૉબ્ઝ) ડચકા.
Pray, (પ્રે) મેહેરબાની કરીને.
Stop, ger. (સ્ટૉપ) ખોટી રેહેવાને.
Husky, a. (હસ્કી) ભારે.
Ceased, v. (સીઝડ) બંધ કીધું.
Bleating, n. (બ્લીટિંગ) બે બેં કરવાનું.
Shook, v. (શૂક) ધ્રુજ્યું.
Poor, a. (પૂઅર) ગરીબ.
(Can not) earn, v. (અર્ન) કમઇ શકતી નથી.
Alive, a. (અલાઈવ) જીવતો.
Kind, a. (કાઇન્ડ) દયાળુ.
(Has) given, v. (ગિવન) આપ્યાં છે.
Bread, n. (બ્રેડ) રોટલી.
To eat, ger. (ટુ ઇટ) ખાવાને
Want, v. (વૉન્ટ) માંગતા નથી, ઇચ્છતા નથી.
Without, prep. (વિધાઉટ) વગર.

In vain, (ઈન વેન) ફોકટ.
Tried, v. (ટ્રાઇડ) કોશેસ કીધી
She could not help selling, v.=વેચ્યા વગર ચાલતું નથી.
Talked, v. (ટૉકડ) વાત કીધી
Stronger, a. (સ્ટ્રૉન્ગર) વધારે મજબુતથી.
Handed, v. (હૅન્ડેડ) આપ્યા.
Silver, n. (સિલ્વર) રૂપાનાણું.
Wait, v. (ઉવૅટ) થોભો.
Keep up, inf. રાખવાને.
(Had been) watching, v. (ઉવૅાચિંગ) તપાસતો હતો
Went on, v. (ઉવેન્ટ ઑાન) થયું.
Was touched in his heart,=દીલમાં દયા ઉત્પન્ન થઈ.
Offered, v. (ઑાફ્ફર્ડ) કીધું.
Return, inf. (રિટર્ન) પાછા-આપવાને.

Harder, a. (હાર્ડર) વધારે કઠણ.
(Will not) rob, v. (રૉબ) ચોરીશ નહી.
Killed, v. (કિલ્ડ) મારી શકાસે નહી.
Drew, v. (ડ્રુ) ખેંચી લીધો.
Quickly, ad. (કિવકલિ) જલદીથી.
At once, da. (ઍટ ઉવન્સ) એકદમ.
Set free, v. (સેટ ફ્રી) છુટું મુકવામા આવ્યું. [થયા.
Gathered, v. (ગૅધર્ડ) એકઠાં
Stroked. v. (સ્ટ્રોકડ) થોકયું.
(Were) filled, v. (ફિલ્ડ) ભરાઇ ગયા.
Joy, n. (જૉય) ખુશી.
Help, n. (હેલ્પ) મદદ.
Hard pressed, (હાર્ડપ્રેસ્ડ) મજબુતરીતે તંગીમાં આવી ગયલી.

એક પછી એક નાની ચીજ કુટુંબ માટે ખોરાક અને કપડાં ખરીદ કરવાને વેચવામાં આવી હતી. છેલ્લે સરવાળે માનીતા ઘેટા સીવાય કાંઇ બી ચીજ રહી હતી નહી કે જે તેઓ વેચી શકે.

માનું જીગર દેઝીથી છુટા પડવાના વિચારમાં દીલગીર થઈ ગયું હતું; કારણકે છોકરાંઓ તેને ઘણા ચાહતા હતા.

છેલ્લે સરવાળે તેણીને ઘેટું વેચવાનો વિચાર કરવો પડ્યો હતો તેણી કસાઇને બોલાવવાને માટે કોઇબી છોકરાંઓને કહી શકતી હતી નહી. તેથી તેણી પોતે કઠણ હૈયાંથી ગઇ અને દેઝીના વેચાણને માટે ભાવ નક્કી કીધો.

જ્યારે છોકરાંઓ સઘળાં ઘેંટા સાથે રમતાં હતાં ત્યારે કસાઈ અને તેનો છોકરો બારણાની આગળ આવ્યા. તેણે મોટા અવાજમાં કહ્યું "બાઇ ગ્રાન્ટ સલામ, તમો જોવો છો કે હું અહીઆં ઘેટા માટે આવ્યો છું.

તે છોકરામાનો એક છોકરો પોતાની માની બાજુમાં દોડી જઇ અને ધાસતીમાં તેણીના ચેહેરા તરફ જોઈને પુછ્યું "માં શામાટે."

બાઇ ગ્રાન્ટે ધીમેથી છોકરાને બાજુ ખીસાડીને કહ્યું 'વાહલા ચાલી જાવો."

તે કસાઈના છોકરાએ રમતીઆળ અવાજમાં પોતાના હાથમાં દોરડા સહીત દેઝીની પાસે જઇને કહ્યું "ચાલો હવે આ મારૂં ઘેટું છે. તે નાના છોકરાએ તેની આગળ ઉભો રહીને કહ્યું "નહી એ તમારૂં ઘેટું નથી; એ હમારૂં છે."

પણ તે છોકરો તેને બાજુ ખીસાડીને દેઝીના ગળાની આસપાસ દોરડું નાંખ્યું અને તે નાના પ્રાણીને ખેંચવા લાગ્યો. તે ગરીબ ઘેટું ઘણી દીલગીરી ઉપજાવે એવી રીતે બરાડા મારવા લાગ્યું.

દીલગીરીનો અવાજ જે તે માના કાંનો ઉપર પડયો તે તેણીને માટે ઘણો હતો, અને તેણીનું જીગર તેની અંદર ગરક થઇ ગયું. એક પળ પછી છોકરાંઓ પોતાના નાના માનીતાને માટે આંખમાં આંસુ સહીત અને દચકાંથી દબાઈ ગયલાં અવાજો સહીત અરજ કરતાં તેણીની આસપાસ હતાં.

તેણીએ તે કસાઈને ખોખરાં અવાજે કહ્યું "મેહેરબાની કરી તમારા છોકરાને એક પળ થોભવાને કહો. તે છોકરાએ, પોતાના

